# અનમોલ

# દુરૂદ શરીફનો ખઝાનો

(હઝ. મવ. મુફતી) અ. હફીઝ
હાજી મૂસા સા. ભડકોદ્રવી
શયખુલ હદીષ : દારુલ ઉલૂમ સઆદતે દારૈન–સિતપોણ.

* પ્રકાશક *
જનાબ મુબીનભાઇ હાજી મૂસા સા. પટેલ
C/o. ગુજરાત ઓટો સેન્ટર, હીરો હોન્ડા શો રૂમ,
જંબુસર–ભરૂચ રોડ,
મુ. પો. જંબુસર, જિ. ભરૂચ.
પીન–૩૯૨ ૧૫૦.
ફોન : (૦૨૬૪૪) ૨૨૨૪૪૫

અનમોલ

# દુરૂદ શરીફનો ખઝાનો

(હઝ. મવ. મુફતી) અ. હફીઝ હાજી
મૂસા સા. ભડકોદ્રવી

શયખુલ હદીષ : દારુલ ઉલૂમ સઆદતે
દારૈન—સિતપોણ.

* પ્રકાશક *

જનાબ મુબીનભાઈ હાજી મૂસા સા. પટેલ
C/o. ગુજરાત ઓટો સેન્ટર, હીરો હોન્ડા શો રૂમ,
જંબુસર—ભરૂચ રોડ,
મુ. પો. જંબુસર, જિ. ભરૂચ.
પીન—૩૯૨ ૧૫૦.
ફોન : (૦૨૬૪૪) ૨૨૨૪૪૫

# અનમોલ દુરૂદ શરીફનો ખઝાનો

સંપાદક : (હઝ. મવ. મુફતી) અ. હફીઝ હાજી મૂસા સા. ભડકોદ્રવી

આવૃત્તિ : પહેલી

પ્રત : ૨૦૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૨૮ હિ.સ./૨૦૦૭ ઈ.સ.

મૂલ્ય : ૧૦ રૂપિયા



# અનુક્રમણિકા


| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧. | દુરૂદ શરીફનો અનમોલ તોહફો....... | 07 |
| ૨. | બધા દુરૂદોમાં અફઝલ દુરૂદ શરીફ... | 11 |
| ૩. | અધધધ સવાબ.................... | 12 |
| ૪. | સપનામાં ઝિયારત.................. | 13 |
| ૫. | ત્રાજવામાં વધુ સવાબ............... | 14 |
| ૬. | એંસી વર્ષના ગુનાહ માફ............ | 16 |
| ૭. | આપની શફાઅત વાજિબ............ | 17 |
| ૮. | જન્નતમાં ઈઝઝતથી દાખલો.......... | 18 |
| ૯. | મુસીબતોથી છુટકારો................ | 19 |
| ૧૦. | મગફિરત થશે..................... | 22 |
| ૧૧. | એક દુરૂદનો સવાબ દસ હજાર........ | 23 |
| ૧૨. | દિલનો ગમ દૂર કરવા માટે.......... | 26 |
| ૧૩. | પેશાબની રૂકાવટ ખતમ............. | 27 |
| ૧૪. | પરેશાની દૂર થઈ.................... | 29 |
| ૧૫. | માલો દોલતમાં બરકત.............. | 32 |
| ૧૬. | દુનિયા અને આખિરતની બરકતો..... | 33 |
| ૧૭. | લાઈલાજ બીમારી, વાઈરસ-ચેપી બીમારીથી શિફા...................... | 34 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧૮. | વસવસો–ખોટા વિચારો દૂર કરે....... | 37 |
| ૧૯. | અવલાદની કામિયાબી અને ઈઝઝત માટે............................ | 39 |
| ૨૦. | અત્યાચારી પતિના ઝુલ્મથી છુટકારો અને તંગીથી હિફાઝત માટે............ | 40 |
| ૨૧. | નિર્દોષ અને નાહક મુકદમાથી છુટકારા માટે............................ | 41 |
| ૨૨. | દિલની ગભરામણ અને બ્લડ પ્રેશરથી શિફા માટે............................ | 43 |
| ૨૩. | ફળો અને અનાજમાં કીડા પડવા અને સડવાથી હિફાઝત માટે.............. | 45 |
| ૨૪. | દરેક પ્રકારની મુશ્કેલી અને જરૂરત પૂરી કરવા માટે............................ | 46 |
| ૨૫. | પતિ–પત્નિમાં બેમિસાલ મુહબ્બત પૈદા કરવા માટે............................ | 47 |
| ૨૬. | માલિકીનું મકાન પ્રાપ્ત કરવા માટે.... | 49 |
| ૨૭. | પરીક્ષામાં કામિયાબી માટે............ | 50 |
| ૨૮. | મનપસંદ રિશ્તો પ્રાપ્ત કરવા માટે..... | 52 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૨૯. | જન્નતી પંખીની મગફિરતની દુઆનો અજીબ નુસ્ખો........................ | 53 |
| ૩૦. | હુઝૂર સ.અ.વ.ની ખ્વાબમાં ઝિયારત માટે.................................. | 54 |
| ૩૧. | કર્ઝની અદાયગી માટે અજમાવેલ દુરૂદ શરીફ......................... | 55 |
| ૩૨. | કર્ઝથી સુરક્ષિત રહેવા માટે ઉમદા દુરૂદ શરીફ............................ | 57 |
| ૩૩. | જિન્નાત, આસેબ અને સર્પ–વીછીથી સુરક્ષા માટે............................ | 58 |
| ૩૪. | મકબૂલિયત અને દિલોને આકર્ષવા માટે.. | 59 |
| ૩૫. | ઘર અને સફરમાં ચોર–ડાકુઓથી સુરક્ષા માટે.......................... | 62 |
| ૩૬. | આંખોની બધી બીમારીઓ દૂર કરવા અને રોશની વધારવા માટે............ | 65 |
| ૩૭. | દશ હજાર વખતે દુરૂદ શરીફ પઢવાનો સવાબ............................ | 67 |
| ૩૮. | જન્નતમાં પોતાનું ઠેકાણું જોવા માટે... | 68 |
| ૩૯. | ભરપૂર કવષરનો જામ પ્રાપ્ત કરવા માટે... | 69 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|

૪૦. સર્વશ્રેષ્ઠ દુરૂદ શરીફ.................. 70
૪૧. પૂરો વખત દુરૂદ શરીફમાં ગુજરે...... 71
૪૨. આ દુરૂદ શરીફનો બેશુમાર સવાબ.... 73
૪૩. ગુનાહોની મગફિરત કરાવવાવાળું દુરૂદ શરીફ........................... 75
૪૪. પઢનારને રસૂલ (સ.અ.વ.) પોતે કબરમાં ઉતારશે.................... 77
૪૫. કીનો, કપટ, ઈર્ષા, ગુસ્સો, કુટેવો દૂર કરવા માટે.......................... 78
૪૬. ખાતિમો ઈમાન ઉપર નસીબ થશે..... 81
૪૭. આપની ખ્વાબમાં ઝિયારતનો પહેલો તરીકો................................ 82
૪૮. આપની ખ્વાબમાં ઝિયારતનો બીજો તરીકો................................ 83
૪૯. આપની ખ્વાબમાં ઝિયારતનો ત્રીજો તરીકો................................ 84
૫૦. આપની ખ્વાબમાં ઝિયારતનો ચોથો તરીકો................................ 86

  

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اِنَّ اللّٰهَ وَمَلٰٓئِكَتَهٗ يُصَلُّوْنَ عَلَى النَّبِىِّ يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا تَسْلِيْمًا ۔ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى ۔ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ ۔

## ★ દુરૂદ શરીફનો અનમોલ તોહફો ★

અલ્લાહ તઆલા જે સર્વ સૃષ્ટિનો સર્જનહાર અને પાલનહાર છે. તેના અનગિનત વખાણો, તા'રીફો અને દુરૂદો-સલામનો બેહિસાબ તોહફો સય્યિદી વ મૌલાઇ વ આકાઇ વ હબીબી વ ખલીલી ખાતમુન્નબિય્યીન, ઇમામુર્રસૂલ હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમ) પર અને આપની

આલ– અવલાદ અને પૂરી ઉમ્મત પર.

**યહી દિલકી હસ્રત, યહી દિલકી આરઝૂ,**
**હો નફસ નફસ મુહમ્મદ, હો નઝર નઝર મદીના.**

દુરૂદ શરીફ બહું જ કીંમતી દૌલત છે. તેને વધુને વધુ પઢવાની અને પોતાના મા'મૂલાતમાં વધુ શામિલ કરવાની હદીષોમાં તાકીદ કરવામાં આવી છે. હઝ. ઉબય બિન કઅબ (રદિ.)થી રિવાયત છે. તેમણે સવાલ કર્યો, અય અલ્લાહના રસૂલ ! હું વધારે આપ પર દુરૂદ શરીફ પઢવા ચાહું છું તો બતાવો, મારા અવરાદના વખતમાંથી કેટલો વખત એના માટે ફાળવું ? આપે ફરમાવ્યું : જેટલો વખત તમો ચાહો ! મેં કહ્યું : સમયનો ચોથો ભાગ ફાળવું ? આપે જવાબ આપ્યો, જેટલો ચાહો ! જો વધુ સમય ફાળવો તો તમારા માટે બેહતર છે. મેં કહ્યું : અડધો સમય. આપે કહ્યું : હજુ વધારો તો બેહતર છે. મેં કહ્યું : બે તૃત્યાંશ સમય ! આપે જવાબ આપ્યો, તમો જેટલો ચાહો ! જો વધારો તો બેહતર છે. મેં કહ્યું : પૂરો અવરાદનો

સમય દુરૂદ શરીફ પઢવા માટે ફાળવું છું. આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો : જો તમો પૂરો વખત મારા ઉપર દુરૂદ શરીફ પઢવામાં ગુજારશો તો બે ફાયદા થશે. એક : દુરૂદ તમારા પ્રત્યેક ગમ–ફિકર માટે કાફી થઈ જશે. એટલે કે એની બરકતથી ગમો દૂર થઈ જશે. બીજો ફાયદો : તમારા ગુનાહો માટે કફફારો બની જશે. એટલે ગુનાહો માફ કરી દેશે.

(તિરમિઝી શરીફ–મિશ્કાત : ૮૬)

આપે ફરમાવ્યું : કયામતના દિવસે મારાથી સૌથી નજીક તે લોકો હશે જે મારા ઉપર વધારે દુરૂદ પઢે છે. (મિશ્કાત : ૮૬) ઈબ્ને હબ્બાન, અબૂ ઉબયદહ (રદિ.), અબૂ નુએમ વગેરે હદીષવિદો ઉપરોક્ત ફઝીલત હદીષ શરીફ પઢાવનાર માટે ખાસ કરે છે. ઈમામ મુસ્તગફિરી (રહ.) હુઝૂર (સ.અ.વ.) નો ઈરશાદ નકલ કરે છે, જે મારા ઉપર રોજ સો વાર દુરૂદ પઢશે તો એની સો જરૂરતો પૂરી કરવામાં આવશે. તીસ દુનિયાની અને બીજી આખિરતની.

(ફઝાઈલે દુરૂદ શરીફ : ૧૭)

ઉપરોક્ત ફઝીલતો સામે રાખી એકલાં દુરૂદનો વિર્દ વધારે કરવો જોઈએ.

આ સંગ્રહમાં મેં એવા દુરૂદો પીરોવેલાં છે, જે બીમારી, આફત, મુસીબત, તંગી, રિશ્તો, મુહબ્બત, ઈઝઝત, કામિયાબી માટે અજમાવેલા છે. તાકે પરેશાન અને દુઃખોમાં ઘેરાયેલી ઉમ્મતને ફાયદો થાય. એ આશય અને ઉમ્મીદથી આ મુબારક સોનેરી પુસ્તિકા પેશ કરેલ છે. દુઆ છે કે અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી આપણને દુરૂદોની બરકતો અને સુન્નતોથી મુહબ્બત અને આપ (સ.અ.વ.)નો સાચો ઈશ્ક નસીબ ફરમાવે. આપની શફાઅત અને મુબારક હાથોથી જામે કવષર અતા ફરમાવે.

આ પ્રસંગે બધા જ મારા મુખ્લિસ હમદર્દો, ચાહકો અને દોસ્તોનો આભારી છું. વસ્સલામ.

કયામતના દિવસે શિફારિશનો મુહતાજ,

અ. હફીઝ હાજી મૂસા ભડકોદ્રવી

ગુફિરલહુ વલિવાલિદયહી

વલિ સાઈરિલ મુસ્લિમીન.

بسم الله الرحمن الرحيم

## ★ બધા દુરૂદોમાં અફઝલ દુરૂદ શરીફ ★

﴿١﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَجِيْدٌ۔

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَجِيْدٌ۔

(૧) ''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિંવ્ વ અલા આલિ મુહંમદિન કમા

સલ્લયત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહંમદિંવ્ વ અલા આલિ મુહંમદિન કમા બારકત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્મજીદ."

## ★ અધધધ સવાબ ★

નીચેના દુરૂદ શરીફનો સવાબ સિત્તેર ફરિશ્તાઓથી હઝાર દિવસોમાં પણ નથી લખી શકાતો.

﴾۲﴿ جَزَی اللّٰهُ عَنَّا سَیِّدَنَا مُحَمَّدًا

صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ مَا هُوَ اَهْلُهٗ۔

(૨) "જઝલ્લાહુ અન્ના સય્યિદના મુહંમદન્

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મા હુવ અહ્લુહ."

## ★ સપનામાં ઝિયારત ★

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ નીચેનું દુરૂદ પઢે તે મારી ખ્વાબમાં ઝિયારત કરશે અને જેણે મને ખ્વાબમાં જોયો તે કિયામતમાં મારો જરૂર દીદાર કરશે અને હું કિયામતમાં મારો દીદાર કરનારની શફાઅત કરીશ. અને જેની હું સિફારિશ કરીશ તેને અલ્લાહ તઆલા હોઝે કવષરથી પાણી પીવડાવશે અને કવષરના હોઝનું પાણી પીનાર ઉપર દોઝખની આગ હરામ છે.

﴿٣﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى رُوْحِ

مُحَمَّدٍ فِیْ الْاَرْوَاحِ وَ عَلٰی جَسَدِهٖ فِی الْاَجْسَادِ وَ عَلٰی قَبْرِهٖ فِی الْقُبُوْرِ۔

(૩) "અલ્લાહુમ્મ સલ્લિ અલા રૂહિ મુહંમદિન ફીલ અરવાહિ વ અલા જસદિહિ ફીલ અજસાદિ વઅલા કબ્રિહિ ફિલ કુબૂરિ."

## ★ ત્રાજવામાં વધુ સવાબ ★

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ નકલ ફરમાવ્યો કે જે માણસને આ વાત પસંદ હોય કે જ્યારે તે અમારા ઘરવાળાઓ ઉપર દુરૂદ પઢે તો તેનો સવાબ

ત્રાજવામાં ખૂબ વધે તો તે આ અલ્ફાઝથી દુરૂદ પઢે.

﴿٤﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِىِّ الْاُمِّىِّ وَ اَزْوَاجِهِ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَ ذُرِّيَّتِهِ وَ اَهْلِ بَيْتِهِ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ۔

(૪) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિનિન્નબિય્યીલ ઉમ્મિયિ વ અઝવાજિહિ ઉમ્મહાતિલ્ મુઅમિનીન વ ઝુર્રિયતિહિ વ અહલિ બયતિહિ કમા સલ્લયત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્મજીદ." (અબૂદાઉદ શરીફ)

## ★ એંસી વર્ષના ગુનાહ માફ ★

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પછી પોતાની જગ્યાએથી ઉઠતા પહેલાં ૮૦ (એંસી) વખતે આ દુરૂદ શરીફ પઢે તો એના એંસી વર્ષના ગુનાહ માફ થઈ જાય છે અને એંસી વર્ષની ઈબાદત કરવાનો સવાબ લખવામાં આવે છે.

﴿٥﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِىِّ الْاُمِّىِّ وَ عَلٰى اٰلِهٖ وَ سَلِّمْ تَسْلِيْمًا.

(૫) ''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિનિન્નબિય્યીલ ઉમ્મીયિ વઅલા

આલિહિ વસલ્લિમ તસલીમા."

(દારકુતની શરીફ)

## ★ આપની શફાઅત વાજિબ ★

હઝરત રુવયફિઅ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે, ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ આ દુરૂદ શરીફ પઢે એના માટે મારી શફાઅત વાજિબ થઈ જાય છે.

﴾٦﴿ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ اَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ۔

(૬) ''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિન વ અન્ઝિલ્હુલ મકઅદલ્ મુકર્રબ્

ઇન્દહૂ યવમલ્ કિયામહ્." (તિબ્રાની)

## ★ જન્નતમાં ઈઝઝતથી દાખલો ★

હઝરત ઈમામ ઈસ્માઈલ ઈબને મુઝની (રહમતુલ્લાહિ અલયહિ) જે ઈમામ શાફિઈ (રહમતુલ્લાહિ અલયહિ)ના શાગિર્દોમાંથી છે, નકલ કરે છે કે મેં ઈમામ શાફિઈ (રહમતુલ્લાહિ અલયહિ)ને વફાત પછી ખ્વાબમાં જોયા તો પૂછયું : અલ્લાહ તઆલાએ આપથી કેવો મા'મલો ફરમાવ્યો ? તેમણે જવાબ આપ્યો : મને બખ્શી દીધો અને હુકમ ફરમાવ્યો કે મને તા'ઝીમની સાથે જન્નતમાં લઈ જવામાં આવે અને આ એક દુરૂદ શરીફની બરકત છે જેને હું પઢયા કરતો હતો. મેં પૂછયું તે કયું દુરૂદ શરીફ છે ? ફરમાવ્યું તે આ છે :

﴾۷﴿ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ وَ كُلَّمَا غَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ.

**(૭) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિન કુલ્લમા જકરહુ જાકિરૂન વ કુલ્લમા ગફલ અન્ ઝિક્રિહિલ્ ગાફિલૂન્."**

(રવઝતુલ અહબાબ)

## ★ મુસીબતોથી છુટકારો ★

એક બુઝુર્ગ સાલેહ મૂસા જરીર પોતાનો કિસ્સો વર્ણન કરે છે : એક પાણીનું જહાઝ ડૂબવા લાગ્યું કે જેમાં હું સવાર હતો, એ વખતે મારી આંખ લાગી ગઈ, એ વખતે મને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુરૂદ શરીફની તા'લીમ

ફરમાવી અને ફરમાવ્યું : જહાઝવાળાઓને આ દુરૂદ એક હજાર વખતે પઢવાનું કહો. હજુ ત્રણસો વખત દુરૂદ શરીફ પઢયું હતું કે જહાઝવાળાઓએ તથા જહાઝે મુસીબતમાંથી છુટકારો મેળવ્યો. દુરૂદ શરીફ આ છે :

﴾٨﴿ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ وَ عَلٰى آلِ سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ صَلٰوةً تُنَجِّيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَ الْاٰفَاتِ وَ تَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ وَ تُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ وَ تَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتِ وَ تُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيَاةِ وَ بَعْدَ الْمَمَاةِ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

(૮) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ મવલાના મુહંમદિંવ્ વઅલા આલિ સય્યિદિના વ મવલાના મુહંમદિન્ સલાતન્ તુનજ્જીના બિહા મિન્ જમીઇલ અહવાલિ વલ્ આફાત વ તકઝી લના બિહા જમીઅ્લ હાજાતિ વ તુતહહિરુના બિહા મિન જમીઇસ્સય્યિઆતિ વ તરફઉના બિહા ઇન્દક અઅલદ્દરજાતિ વ તુબલ્લિગુના બિહા અક્સલ ગાયાઃતિ મિન જમીઇલ ખયરાતિ ફિલ હયાતિ વ બઅદલ મમાતિ ઇન્નક અલા કુલ્લિ શયઇન્ કદીર."

શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહમતુલ્લાહિ અલયહિ) આફતોથી હિફાઝત માટે ઈશા બાદ સિત્તેર વખતે ઉપરોક્ત દુરૂદ શરીફ પઢવાનું ફરમાવે છે. (મકતૂબાત, પેજ નં. ૯૫)

## ★ મગફિરત થશે ★

ઈમામ શાફિઈ (રહમતુલ્લાહિ અલયહિ)નો એક બીજો કિસ્સો છે કે એમના ઈન્તિકાલ પછી કોઈએ ખ્વાબમાં મગફિરતનું કારણ પૂછયું, ફરમાવ્યું આ પાંચ દુરૂદ જુમ્આની રાત્રે પઢતો હતો જેની બરકતથી મગફિરત થઈ, તે આ છે : ﴾૧﴿

☆ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ مَنْ صَلّٰى عَلَيْهِ.

☆ وَ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ مَنْ لَمْ يُصَلِّ عَلَيْهِ.

☆ وَ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا اَمَرْتَ بِالصَّلٰوةِ عَلَيْهِ.

☆ وَ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا تُحِبُّ اَنْ يُّصَلّٰى عَلَيْهِ.

☆ وَ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا يَنْبَغِىْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ.

(૯) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિન્ બિઅદદિ મન્ સલ્લા અલયહિ વ સલ્લિ

અલા મુહંમદિન બિઅદદિ મનલમ યુસલ્લિ અલય્હિ, વ સલ્લિ અલા મુહંમદિન્ કમા અમર્‌ત બિસ્સલાતિ અલય્હિ, વ સલ્લિ અલા મુહંમદિન્ કમા તુહિબ્બુ અંય્યુંસલ્લા અલય્હિ, વ સલ્લિ અલા મુહંમદિન્ કમા યંમબગી અય્યુંસલ્લા અલય્હિ."

## ★ એક દુરૂદનો સવાબ દસ હજાર ★

સુલતાન મુહંમદ સુબુકતગીન (રહમતુલ્લાહિ અલયહિ) દરરોજ રાત્રે સૂતી વખતે અને ઉઠીને નીચે મુજબ દુરૂદ શરીફ ત્રણ ત્રણ વખતે પઢતા હતા, જેને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પસંદ ફરમાવ્યું જેનો કિસ્સો આ મુજબ છે કે એક માણસને સખ્ત જરૂરત પેશ આવી તેણે ખ્વાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત

કરી અને પોતાની જરૂરત, તંગીનું વર્ણન કર્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સુલતાન મુહંમદ સુબુકતગીન પાંસે જાવ અને કહો કે આપનું દુરૂદ સવાર–સાંજ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પહોંચે છે અને તે સાઈઠ હઝારની ગણત્રીમાં પહોંચે છે, પેલા ભાઈ સુલતાનની ખિદમતમાં પહોંચ્યા અને પૂરી વાત સંભળાવી, સુલતાને દિલમાં વિચાર્યું, આ દુરૂદની કોઈને પણ ખબર નથી જેથી વાત સાચી છે અને તેની જરૂરત પૂરી ફરમાવી. દરબારીઓએ પૂછયું હમે તમોને સાઈઠ હઝાર દુરૂદ પઢતા જોયા નથી તમો કયારે પઢો છો ? કહ્યું : મેં સાંભળ્યું છે કે આ દુરૂદ શરીફ એક વખત પઢવાથી દસ હજાર વખત પઢવા બરાબર સવાબ મળે છે અને હું સૂતી વખતે ત્રણ વખત અને ઉઠીને ત્રણ વખત પઢું છું. તે દુરૂદ આ છે :

﴿١٠﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مَااخْتَلَفَ الْمَلَوَانَ وَ تَعَاقَبَ الْعَصْرَانِ وَ كَرَّ الْجَدِيْدَانِ وَ اِسْتَقْبَلَ الْفَرْقَدَانِ وَ بَلِّغْ رُوْحَهٗ وَ اَرْوَاحَ اَهْلِ بَيْتِهٖ مِنَّا التَّحِيَّةَ وَ السَّلَامَ وَ بَارِكْ وَ سَلِّمْ عَلَيْهِ كَثِيْرًا۔

(૧૦) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહંમદિન્ મખ્તલફલ્ મલવાન્ વ તઆકબલ્ અસરાન્ વ કર્રલ્ જદીદાન્ વસ્તકબલલ્ ફરકદાન્ વ બલ્લિગ્ રૂહહુ વ અરવાહ અહલિ બયતિહિ મિન્ના અત્તહિય્યત વસ્સલામ્ વ બારિક્ વસલ્લિમ અલયહિ કષીરા."

(રૂહૂલબયાન, ભાગ ૬)

## ★ દિલનો ગમ દૂર કરવા માટે ★

﴿۱۱﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ، اَللّٰهُمَّ صَلِّ عَلَيْهِ وَسَلِّمْ وَاَذْهِبْ حُزْنَ قَلْبِىْ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ.

**(૧૧) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન, અલ્લાહુમ્મ સલ્લિ અલયહી વ સલ્લિમ, વ અઝહિબ હુઝન કલ્બી ફીદુન્યા વલ આખિરહ."**

ફાયદો : ખાનદાને નકશબંદિય્યહનું મુજર્રબ– અજમાવેલ દુરૂદ શરીફ છે. ગમ અને પરેશાનીઓ દૂર કરવા માટે ખાસ દુરૂદ શરીફ છે. જુમ્અહની રાતે સો વાર અથવા હઝાર વાર આ દુરૂદ શરીફ પઢવું જોઈએ. (ઝાદુલ મુત્તકીન : પેજ–૬૭)

## ★ પેશાબની રૂકાવટ ખતમ ★

નુઝહતુલ મજાલિસમાં લખ્યું છે : એક નેક માણસનો પેશાબ રોકાઈ ગયો. એમણે સપનામાં આરિફ બિલ્લાહ હઝ. શૈખ શહાબુદ્દિન ઈબ્ને રસલાન (રહ.)ને જોયા, જે ઘણા જ મહાન આલિમ, સૂફી સંત હતા. પોતાની બીમારીની શિકાયત કરી. શૈખે જવાબ આપ્યો : અનુભવી હરળબાળ તિરયાક (દવા)થી કયાં સુધી ગાફિલ રહેશો ? આ દુરૂદ શરીફ પઢા કરો :

﴾١٢﴿ اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِكْ عَلٰى رُوْحِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَلْبِ سَيِّدِنَا مُحَمَّدٍ فِىْ

الْقُلُوْبِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى جَسَدِ

سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَجْسَادِ وَصَلِّ

وَسَلِّمْ عَلٰى قَبْرِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى

الْقُبُوْرِ.

(૧૨) **"અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વ બારિક અલા રૂહિ સય્યિદિના મુહમ્મદિન ફીલ અરવાહિ, વ સલ્લિ વ સલ્લિમ અલા કલ્બિ સય્યિદિના મુહમ્મદિન ફીલ્ કુલૂબિ, વ સલ્લિ વ સલ્લિમ અલા જસદિ સય્યિદિના મુહમ્મદિન ફીલઅજદાસિ, વ સલ્લિ વ સલ્લિમ અલા કબ્રિ સય્યિદિના મુહમ્મદિન ફીલ કુબૂરિ."**

ઊંઘથી ઉઠયા પછી એ સાહિબે આ દુરૂદ

શરીફને લગાતાર વધુ પ્રમાણમાં પઢવાનું શરૂ કરી દીધું. એમની બીમારી જતી રહી.

(ફઝાઈલે દુરૂદ શરીફ, પેજ ૧૮૨)

## ★ પરેશાની દૂર થઈ ★

હાફિઝ અબૂ નુએમ (રહ.) હઝ. સુફયાન થોરી (રહ.)થી નકલ કરે છે : હું એક વખતે બહાર જઈ રહ્યો હતો. મેં એક નવજુવાનને જોયો, જ્યારે તે પગ જમીન ઉપર મૂકે છે અથવા ઉઠાવે છે તો તે

﴾١٣﴿ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ۔

(૧૩) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ્ વઅલા આલિ મુહમ્મદિન" પઢતો હતો. મેં પૂછયું : તારા આ અમલ પર કોઈ દલીલ છે? એણે પૂછયું : તમો કોણ છો ? મેં જવાબ

આપ્યો : સુફયાન ષૌરી, એણે કહ્યું : ઈરાકવાળા સુફયાન ? મેં કહ્યું : હાં, એણે કહ્યું : તમોને અલ્લાહની મા'રિફત (ઓળખ) હાસિલ છે. મેં કહ્યું : હા, ફરી પૂછયું : કેવી રીતે અલ્લાહની ઓળખ છે ? મેં કહ્યું : રાતથી દિવસ, દિવસથી રાત નીકળે છે. માંના પેટમાં બચ્ચાની શકલ બનાવે છે. એણે કહ્યું : કાંઈ નથી ઓળખતા. મેં કહ્યું : તમોએ કેમ કરી અલ્લાહને ઓળખ્યા ? એણે જવાબ આપ્યો : હું કોઈ કામનો પાકો ઈરાદો કરૂં છું, પરંતુ એને તોડવો પડે છે. કોઈ કામ કરવા ચાહું છું પણ કરી નથી શકતો. મેં ઓળખી લીધું કે કોઈ બીજી હસ્તી–ઝાત છે જે મારા કામોને અંજામ આપે છે. મેં ફરી પૂછયું : તમારૂં આ દુરૂદ શરીફ કેવું છે ? એણે જવાબ આપ્યો : હું મારી માં સાથે હજમાં ગયો હતો. મારી માંનો અચાનક ઈન્તિકાલ થઈ ગયો. એનું

મોં કાળું થઈ ગયું અને પેટ ફૂલી ગયું. જેથી મેં વિચાર્યું, કોઈ મોટો ગુનોહ થયો છે. મેં અલ્લાહ તઆલા સામે આજિઝીથી હાથ ફેલાવ્યા. મેં જોયું કે હિજાઝ તરફથી એક વાદળ આવી રહ્યું છે. એમાંથી એક માણસ નીકળ્યો, એણે પોતાના મુબારક હાથ મારી માંના મોં પર ફેરવ્યો. જેથી તે રોશન થઈ ગયો. પેટ પર ફેરવ્યો, તો સોજો ઉતરી ગયો. મેં પૂછયું : તમો કોણ છો? મારી અને મારી માંની મુસીબત દૂર કરી દીધી. એમણે કહ્યું : હું તારો નબી છું. મેં કહ્યું : કોઈ વસિયત ફરમાવો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે પગ મૂકો અથવા ઉઠાવો તો **"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન"** પઢા કરો.

(ફઝાઈલે દુરૂદ શરીફ, પેજ ૧૮૩)

## ★ માલો દોલતમાં બરકત ★

જે માણસ આ દુરૂદ શરીફને લગાતાર પઢયા કરશે તે દુન્યવી અસબાબ, માલો-દોલતથી માલામાલ થશે, ઈન્શાઅલ્લાહ.

﴾١٤﴿ اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَعَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ ۔

**(૧૪) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિક વ રસૂલિક વ અલલ મુઅમિનીન વલ મુઅમિનાત વલ મુસ્લિમીન વલ મુસ્લિમાતિ."**

(ફુયૂઝુર્રહમાન : પા. ૨૨/પેજ ૨૧૦)

## ★ દુનિયા અને આખિરતની બરકતો ★

કુર્આન મજીદના હાફિઝો કુર્આન શરીફની સાત મન્ઝિલો પૈકી પ્રત્યેક મન્ઝિલના ખતમ પર નીચે મુજબનું દુરૂદ શરીફ પઢયા કરે તો દુન્યવી અને આખિરતની બરકતોથી ખૂબ લાભાંકિત થશે. સાથે આંતર–બાહ્ય ફાયદાઓ પણ ખૂબ પ્રાપ્ત થશે.

(૧૦) اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ بِعَدَدِ مَا فِى جَمِيْعِ الْقُرْاٰنِ حَرْفًا حَرْفًا وَبِعَدَدِ كُلِّ حَرْفٍ اَلْفًا اَلْفًا۔

(૧૫) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિવ્ વ આલિહી વ સહ્બિહી વ સલ્લિમ બિ અદદિ મા ફી જમીઇલ કુર્આન હરફન હરફન વ બિઅદદિ કુલ્લિ હરફિન અલફન અલફન." (ફુયૂઝુર્રહમાન : પા. ૨૨/પેજ ૨૧૧)

## ★ લાઈલાજ બીમારી, વાઈરસ-ચેપી બીમારીથી શિફા ★

﴿١٦﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاٰلِ مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَاءٍ وَّدَوَاءٍ۔

(૧૬) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ્ વઆલિ મુહમ્મદિન બિઅદદિ કુલ્લિ દાઈન વ દવાઅ."

મવ. શમ્સુદીન કેસી (રહ.)ના પ્રદેશમાં

એક વખતે વબા—પ્લેગ આમ બીમારીનો હમલો થયો. આ બુઝુર્ગ સા. ને સપનામાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત થઈ, અરજ કર્યું : એય અમારા પ્યારા રસૂલ ! આપ કોઈ એવી દુઆ બતલાવો જેની બરકતથી બીમારી—ચેપી વાઈરસ દૂર થાય, આપે ઉપરોકત દુરૂદ શરીફ પઢવા ફરમાવ્યું અને ઈરશાદ ફરમાવ્યો : જો કોઈ આ દુરૂદ શરીફ પઢશે પ્લેગ—ચેપી બીમારીથી મહફૂઝ રહેશે.

આરિફ રૂમી (રહ.) ફરમાવે છે : જમાનાની તકલીફોથી જો તમો તૂટી—ભાગી ગયા હોય તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો વસીલો પકડો અને દુરૂદ શરીફની વાડની મઅરિફત—ઝરીયાથી પનાહ તલાશ કરો.

(ફુયૂઝુર્રહમાન : પા. ૨૨/પેજ ૨૧૨)

**ફાયદો** :- કોઈપણ પ્રકારના દર્દ અને બીમારી માટે બીમાર વ્યક્તિ પર આ દુરૂદ શરીફ એવી રીતે દમ કરો કે પહેલાં અને છેલ્લે ત્રણ વાર આ દુરૂદ શરીફ પઢો. વચમાં સાત વાર **"બિસ્મિલ્લાહ"** સાથે **"સૂરએ ફાતિહા"** અને ત્રણ વાર "સૂરએ ઈખ્લાસ" (કુલહુવલ્લાહ) પઢે. એના સવાબ હઝ. અલ્લામહ મખ્દૂમ મુહમ્મદ હાશિમ સિંધી (રહ.)ને બખ્શી આપે અને બીમાર વ્યક્તિ પર દમ કરે ઈન્શાઅલ્લાહ શિફા મળશે. જો બીમારી લાઈલાજ હોય, સખત હોય તો આ દુરૂદ પહેલે અને છેલ્લે એકસો (૧૦૦) વાર પઢે, સુગર અને કેન્સર જેવી જીવલેણ બીમારીઓ માટે બહુ જ અકસીર છે. (ઝરીઅતુલ વુસૂલ-ઈલા-જનાબીર્રસૂલ (સલ.) પેજ ૧૪૪)

**મારા મુશફિક, મુહસિન, મુહ્યુસ્સુન્નત**

હઝ. મવ. ઈસ્માઈલ સા. મનુબરી (દા.બ.) (મુહતમિમ : દારુલ ઉલૂમ કંથારીઆ)નો પણ મુજર્રબ અમલ છે. હઝ. આવા બીમારોને આ પઢવાની તાકીદ પણ ફરમાવે છે. અલહમ્દુલિલ્લાહ ! ઉપરોક્ત દુરૂદ શરીફમાં **વ બારિક વ સલ્લિમ** નો ઉમેરો કરી પઢે.

## ★ વસવસો-ખોટા વિચારો દૂર કરે ★

﴿١٧﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ مُفَرِّقِ فِرَقِ الْكُفْرِ وَالطُّغْيَانِ وَمُشَتِّتِ بُغَاةِ جُيُوْشِ الْقَرِيْنِ وَالشَّيْطَانِ وَعَلٰى اٰلِ مُحَمَّدٍ وَسَلِّمْ.

(૧૭) "અલ્લાહુમ્મ સલ્લિ અલા

સય્યિદિના મુહમ્મદિન મુફ્તાહિ ફિરહતિલ કુરુબિ વહુમૂમિ, વ મુશકિતિ બુગાતિ જુયૂશિહ કરીબિ વશયતાનિ વ અલા આલિ મુહમ્મદિન વ સલ્લિમ."

હ.ઝ. શૈખુલ મશાઇખ સઅદુદ્દીન અલહમવી (રહ.)થી નકલ કરવામાં આવે છે : જે કોઇને શયતાન તરફથી વસવસા–ખોટા વિચારો અને નફસ અને નફસાની ખ્વાહિશો–ઇચ્છાઓનો હમલો વારંવાર સતાવતો હોય, આ દુરૂદ શરીફ પઢવાનો મા'મૂલ–આદત બનાવી લે તો શયતાની ખ્યાલો–વિચારો અને એની બુરાઇથી અમાન–હિફાઝત મળી જશે.

(ફયૂઝુર્રહમાન : પા. ૨૨/પેજ ૨૧૧)

## ★ અવલાદની કામિયાબી અને ઈઝઝત માટે ★

﴿۱۸﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِ الْعَالَمِيْنَ حَبِيْبِكَ مُحَمَّدٍ وَّ اٰلِهٖ صَلٰوةً اَنْتَ لَهَا اَهْلٌ وَبَارِكْ وَسَلِّمْ كَذٰلِكَ.

(૧૮) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિલ આલમીન હબીબિક મુહમ્મદિવ્ વ આલિહી, સલાતન્ અન્ત લહા અહ્લુન, વ બારિક વ સલ્લિમ કઝાલિક."

ફાયદો : જો કોઈ માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ઈકોતેર વખતે અને બીજી નમાઝો પછી સાત વાર ઉપરોક્ત દુરૂદ શરીફ પાબંદીથી પઢશે તો અલ્લાહ તઆલા

તેને અને તેની અવલાદને સમાજમાં માન અને ઈઝઝત અર્પણ કરશે અને લોકોની નજરોમાં તેને મહબૂબ–દોસ્ત બનાવશે.

(ઝરીઅતુલ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ : નં. ૧૫૧)

**★ અત્યાચારી પતિના ઝુલ્મથી છુટકારો અને તંગીથી હિફાઝત માટે ★**

﴿۱۷﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَاحِبِ الْفَرَقِ وَالْفُرْقَانِ وَجَامِعِ الْوَرَقِ وَمُنَزِّلِهٖ مِنْ سَمَآءِ الْقُرْاٰنِ ـ وَعَلٰى اٰلِ مُحَمَّدٍ وَّسَلِّمْ ـ

**(૧૭) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સાહિબુલ્ ફરક વલ ફુરકાન, વ જામિઈલ વરકિ વ મુન્ઝિલિહી**

**મિન સમાઈલ કુર્આન વઅલા આલિ મુહમ્મદિવ્ વ સલ્લિમ."**

ફાયદો : જો પતિ મારપીટ અને ઝુલ્મ ગુજારતો હોય અથવા તંગી અને મુહતાઝી સતાવતી હોય તો ઉપરોક્ત દુરૂદ શરીફ ફજર અને મગરિબની નમાઝ પછી ઈકોતેર વાર પઢી દુઆ કરે, ઈન્શા અલ્લાહ અલ્લાહ તઆલા પતિને પત્નિ ઉપર મહેરબાન કરી આપશે અને તંગીથી પણ સુરક્ષિત ફરમાવશે.

(ઝરીઅતુલ વુસૂલ : નં. ૧૭૯)

### ★ નિર્દોષ અને નાહક મુકદમાથી છુટકારા માટે ★

﴾۲۰﴿ اَللّٰهُمَّ صَلِّ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ صَلٰوتِكَ شَىْءٌ

وَبَارِكْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ بَرَكَاتِكَ شَيْءٌ وَارْحَمِ النَّبِيَّ مُحَمَّدًا حَتّٰى لَا يَبْقٰى مِنْ رَحْمَتِكَ شَيْءٌ وَسَلِّمْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ سَلَامِكَ شَيْءٌ۔

(૨૦) "અલ્લાહુમ્મ સલ્લિ અલન્નબિય્યિ મુહમ્મદિન હત્તા લા યબકા મિન સલાતિક શયઉન, વ બારિક અલન નબિય્યિ મુહમ્મદિન હત્તા લાયબકા મિન બરકાતિક શયઉન, વરહમિન નબિય્ય મુહમ્મદન હત્તા લા યબકા મિન રહમતિક શયઉન, વ સલ્લિમ અલન નબિય્યિ મુહમ્મદિન હત્તા લા યબકા મિન સલામિક શયઉન."

ફાયદો : જે કેદી નિર્દોષ હોય અથવા નાહક મુકદમામાં ફસાયેલો હોય તે ફજરની નમાઝે પછી ૩૧૩ વખતે ઉપરોક્ત લખેલ દુરૂદ શરીફ પઢી દુઆ કરે તો અલ્લાહ તઆલા ગૈબથી બાઈઝઝત છુટકારાની વ્યવસ્થા કરી આપશે અને મુકદમામાં પણ અચંબો પમાડે એ રીતે કામિયાબી મળશે.

(ઝરીઅતુલ વુસૂલ : નં. ૧૬૪)

## ★ દિલની ગભરામણ અને બલડ પ્રેશરથી શિફા માટે ★

﴿٢١﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْاُمِّيِّ الطَّاهِرِ الزَّكِيِّ صَلٰوةً تَحُلُّ بِهِ الْعُقُوْدُ وَتَفُكُّ بِهِ الْكُرَبُ.

(૨૧) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ વાહિરિઝઝકિય્યિ સતાતન તુહલ્લુ બિહીલ ઉકુદુ વ તુફક્કુ બિહલ કુરબુ."

ફાયદો : જે ભાઈના દિલ—હૃદયમાં ગભરામણ થાય. ડર પેસી જાય અથવા બ્લડપ્રેશરનો રોગી હોય તો રોજ ઉપર લખેલ દુરૂદ શરીફ ફજરની અને મગરિબની નમાઝ પછી ૩૧૩ વાર પઢી છાતી પર દમ કરી દે અને અડધા કપ પાણી ઉપર દમ કરી પીઈ લે. ઈન્શાઅલ્લાહ થોડા વખતમાં જ ફાયદો થશે. સુકૂન મળશે. હૃદયના રોગોમાં અકસીર છે.

(ઝરીઅતુલ વુસૂલ : નં. ૯૮)

## ★ ફળો અને અનાજમાં કીડા પડવા અને સડવાથી હિફાઝત માટે ★

﴿۲۲﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ اَوْرَاقِ الْاَشْجَارِ وَبِعَدَدِ اَقْطَارِ الْاَمْطَارِ وَبِعَدَدِ دَوَابِّ الْبَرَارِىْ وَالْبِحَارِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ.

(૨૨) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન બિઅદદિ અવરાકિલ અશજારિ, વ બિઅદદિ અકતારિલ અમતારિ, વ બિઅદદિ દવાબ્બિલ બરારી વલ બિહારિ, વઅલા આલિહી વસહબિહી વસલ્લિમ."

ફાયદો : મજકૂર દુરૂદ શરીફ ખેતી કરતા

પહેલા ૧૪૧૪ વખતે પઢી પાણી ઉપર દમ કરી ખેતરમાં છાંટવામાં આવે તો ખેતી ઈન્શાઅલ્લાહ રોગોથી સુરક્ષિત રહેશે અને ખેડૂત દરેક નમાઝ પછી એકવીસ વખતે પઢે તો ખેતીની પેદાવારમાં બહુ જ બરકત થશે અને તરક્કી પણ થશે. (ઝરીઅતુલ વુસૂલ : નં. ૧૨૧)

## ★ દરેક પ્રકારની મુશ્કેલી અને જરૂરત પૂરી કરવા માટે ★

﴿٢٣﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا هُوَ اَهْلُهٗ وَمُسْتَحِقُّهٗ ـ

(૨૩) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કમા હુવ અહલુહુ વ મુસ્તહિક્કુહુ."

ફાયદો : કોઈ મુશ્કેલ કામ આવી પડે અને કોઈ રસ્તો આસાની માટે દેખાતો ન હોય

અથવા કોઈ જાઈઝ જરૂરત પૂરી ન થતી હોય તો આવા માણસે બધા લોકો રાતે સૂઈ જાય ત્યારે તાઝુ વુઝૂ કરી પાક જગાએ કિબ્લા તરફ મોં કરી ઉપરોક્ત દર્શાવેલ દુરૂદ શરીફ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ સાથે એક હઝાર વખતે પઢવું, પછી કલિમએ તય્યિબહ લા ઈલાહા ઈલ્લલ્લાહુ પૂરી બિસ્મિલ્લાહ સાથે એક હઝાર વખતે પઢી ખૂબ રડીને પોતાના કામ માટે દુઆ કરે ઈન્શાઅલ્લાહ ઘણું જ જલ્દી કામ થઈ જશે. અજમાવેલ છે.

## ★ પતિ-પત્નિમાં બેમિસાલ મુહબ્બત પેદા કરવા માટે ★

﴿٢٤﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مُعَطَّرِ الرُّوْحِ وَاٰلِهِ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ

صَلٰوةً تُعَطِّرُنَا بِهَا وَبَارِكْ وَسَلِّمْ۔

(૨૪) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન મુઅત્તિરિઈહી, વઆલિહી વઅસ્હાબિહી અત્તાહિરીન સલાતન તુઅત્તિરુના બિહા વ બારિક વ સલ્લિમ."

ફાયદો : પતિ–પત્નિમાં બેજોડ મુહબ્બત અને પ્યાર પૈદા કરવા માટે અથવા બન્નેવમાંથી કોઈ નારાજ હોય અને એને રાજી કરવા માટે ફૂલો અથવા મુશ્ક, અંબર ઉપર ઉપરોક્ત દુરૂદ શરીફ ૪૫૦ વખતે પઢી દમ કરવામાં આવે અને બન્નેવ પતિ–પત્નિને સુંઘાડવામાં આવે તો ઈન્શાઅલ્લાહ એક બીજાને ચાહતા થઈ જશે. અજમાવેલ છે. અમલની મુદ્દત એકતાળીસ દિવસ છે. જેનાથી મુહબ્બત કરવી હોય અને તે દૂર હોય તો ખાંડ ઉપર દમ કરી કીડીઓને

નાંખવામાં આવે ઈન્શાઅલ્લાહ પતિ–પત્નિના દિલો એકબીજા તરફ વળવા લાગશે.

(ઝરીઅતુલ વુસૂલ : નં. ૧૪૫)

**★ માલિકીનું મકાન પ્રાપ્ત કરવા માટે ★**

(૨૦) اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَسَلِّمْ۔

(૨૫) **"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ સલ્લમ."**

ફાયદો : જે માણસ માલિકીનું મકાન ઈચ્છતો હોય તેણે ઉપર દર્શાવેલ દુરૂદ શરીફ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી એક હઝાર વખતે પઢી દુઆ કરે તો અલ્લાહ તઆલા

પોતાના ફઝલો કરમથી એમના માટે માલિકીના મકાનનો બંદોબસ્ત કરી આપશે અને રહેઠાણ માટે એ કદી પરેશાન નહી થાય. બીજા પણ ઘણા રૂહાની ફાયદાઓ આ દુરૂદ શરીફમાં છુપાયેલા છે. પ્રત્યેક નમાઝ પછી આ દુરૂદ શરીફને એકવીસ વખતે પઢવાનો મા'મૂલ બનાવી લે તો અલ્લાહ તઆલા તરફથી ઈન્આમોની વર્ષા થશે. (ઝરીઅતુલ વુસૂલ નં. ૧૪૮)

## ★ પરીક્ષામાં કામિયાબી માટે ★

﴿٢٦﴾ رَبِّ صَلِّ عَلٰى نَبِىٍّ مُحَمَّدٍ وَّاٰلِهٖ اَجَلِّهَا وَاقْضِ لِىْ بِجَاهِهٖ حَوَائِجِىْ كُلَّهَا وَصَلِّ عَلَيْهِ كَمَآ اَنْتَ اَهْلُهَا وَسَلِّمْ وَشَرِّفْ وَكَرِّمْ دَآئِمًا ۔

**(૨૬) "રબ્બી સલ્લિ અલા નબિય્યિન મુહમ્મદિવ્ વ આલિહી અજ્મઅહા, વફઝિલી બિજાહિહી હવાઈજી કુલ્લહા, વ સલ્લિ અલયહી કમા અન્ત અહલુહા વ સલ્લિમ વ શર્રિફ વ કર્રિમ દાઈમન."**

ફાયદો : કોઈપણ પરીક્ષામાં કામિયાબી માટે આ દુરૂદ શરીફની તાસીર પ્રભાવિત કરનાર છે. કોઈપણ તાલિબે ઈલ્મ, વિદ્યાર્થી દરેક નમાઝ પછી અગિયાર વાર પઢી છાતી ઉપર દમ કરી પરીક્ષામાં કામિયાબી માટે દુઆ કરતો રહે ઈન્શાઅલ્લાહ ઝળહળતી કામિયાબી મળશે. મોખિક પરીક્ષા પહેલાં અગિયાર વાર પઢી છાતી ઉપર દમ કરી લે તો જવાબો આપવા સરળ અને આસાન બને છે અને કોઈ ઝાતની ગભરામણ—બેચેની થતી નથી.

(ઝરીઅતુલ વુસૂલ નં. ૧૫૨)

## ★ મનપસંદ રિશ્તો પ્રાપ્ત કરવા માટે ★

﴿۲۷﴾ اَلْحَمْدُ لِلّٰهِ ذِی الْعِزِّ وَالْكِبْرِيَآءِ وَصَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ خَاتَمِ الْاَنْبِيَآءِ۔

(૨૭) **"અલહમ્દુ લિલ્લાહી ઝિલ ઇઝ્ઝી વલ કિબરિયાઈ, વસલ્લલ્લાહુ અલા મુહમ્મદિન ખાતમિલ અમ્બિયાઈ."**

ફાયદો : જે માણસ ચાહે કે એને મનપસંદ રિશ્તો પ્રાપ્ત થાય અને આંતર, બાહ્ય–જાહિર અને બાતિન બન્નેવ રીતે કામિલ પૂર્ણ હોય, તો તે ઇચ્છુકને જોઇએ કે ઉપર લખેલું દુરૂદ શરીફ ઇશાની નમાઝ પછી અથવા તહજ્જુદના વખતે અગિયાર સો અગિયાર વાર પઢી દુઆ કરે, ઇન્શાઅલ્લાહ ખુદા પાક એની જાઇઝ

મુરાદ પૂરી ફરમાવશે અને મુહબ્બત પેદા થશે. અમલની મુદ્દત એકાણું દિવસ છે.

(ઝરીઅતુલ વુસૂલ નં. ૮૭)

## ★ જન્નતી પંખીની મગફિરતની દુઆનો અજીબ નુસ્ખો ★

﴿٢٨﴾ اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ وَصَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اَهْلِ بَيْتِهٖ.

(૨૮) **"અલહમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલિન, વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદિવ્ વ અલા અહ્લિ બય્તિહી."**

ફાયદો : કોઈ માણસ છીંક આવવાના મોકા ઉપર ઉપરોક્ત લખેલ દુઆ અને દુરૂદ શરીફ પઢી લે તો અલ્લાહ તઆલા એક પંખીને

પેદા કરે છે અને તે અલ્લાહ પાકના અર્શના નીચે પોતાના પંખોને હલાવી દુઆ કરશે, હે અલ્લાહ ! આ શબ્દોના પઢનારની મગફિરત ફરમાવ. (ઝરીઅતુલ વુસૂલ નં. ૫૧)

## ★ હુઝૂર સ.અ.વ.ની ખ્વાબમાં ઝિયારત માટે ★

﴿٢١﴾ صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ الْاُمِّيِّ.

(૨૯) "**સલ્લલ્લાહુ અલા મુહમ્મદિ નિન્નબિય્યિલ ઉમ્મિય્યિ.**"

ફાયદો : જે મુસલમાન સ્ત્રી–પુરૂષ જુમ્આની રાતે બે રકાત નમાઝ પઢે અને દરેક રકાતમાં સૂરએ ફાતિહા પઢયા પછી ૩૫ વાર સૂરએ ઈખ્લાસ (કુલહુવલ્લાહુ અહદ) પઢે અને

નમાઝ પછી એક હઝાર વખતે ઉપરોક્ત દુરૂદ શરીફ પઢી દુઆ કરે તો આગલો જુમ્અહ આવતા પહેલાં ઈન્શાઅલ્લાહ ખ્વાબ– સપનામાં ઝિયારત થઈ જશે અને એની બરકતથી ગુનાહ પણ માફ થઈ જશે. (ઝરીઅતુલ વુસૂલ નં. ૫૩)

## ★ કર્ઝની અદાયગી માટે અજમાવેલ દુરૂદ શરીફ ★

﴿٣٠﴾ اَللّٰهُمَّ صَلِّ اَبَدًا اَفْضَلَ صَلٰوتِكَ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ وَنَبِيِّكَ نَبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا، وَزِدْهُ تَشْرِيْفًا وَاَنْزِلْهُ الْمَنْزِلَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيٰمَةِ۔

**(૩૦) "અલ્લાહુમ્મ સલ્લિ અબદન અફઝલ સલવાતિક અલા સય્યિદિના મુહમ્મદિન અબ્દિક વ નબિય્યિક નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ સલ્લિમ તસ્લીમા, વઝિદહુ તશરીફા, વઅનઝિલહુલ મન્ઝિલલ મુકર્રબ ઈન્દક યવમલ કિયામહ."**

ફાયદો : કોઈ કર્ઝદાર ફુરસતના વખતે એકાંતમાં રોજ સો વાર આ દુરૂદ શરીફ પઢી દુઆ કરે તો અલ્લાહ તઆલા ગેબથી એના કર્ઝની અદાયગીનો બંદોબસ્ત કરી આપે છે. અનુભવથી સાબિત છે.

(ઝરીઅતુલ વુસૂલ નં. ૧૩૬)

## ★ કર્ઝથી સુરક્ષિત રહેવા માટે ઉમદા દુરૂદ શરીફ ★

﴿٣١﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَبَارِكْ وَسَلِّمْ.

(૩૧) **"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વઅલા આલિહી વ બારિક વસલ્લિમ."**

ફાયદો : જો કોઈ માણસ ચાહે કે તે કદી કર્ઝદાર ન બને અને કર્ઝદાર થઈ જાય તો જલ્દી છુટકારો મેળવે તો તેણે ઉપરોક્ત દુરૂદ શરીફ ઝુહરની નમાઝ બાદ સો વાર પઢી દુઆ કરવી. અલ્લાહ પાક એને કર્ઝથી બચાવશે, અને કર્ઝ હોય તો તેનાથી છુટકારાનો પ્રબંધ ફરમાવે છે અને આખિરતમાં કોઈ નેઅમતની નાકદરી

ઉપર પકડ કરવામાં નહિ આવે, ઈન્શાઅલ્લાહ. (ઝરીઅતુલ વુસૂલ નં. ૧૪૭)

## ★ જિન્નાત, આસેબ અને સર્પ-વીછીથી સુરક્ષા માટે ★

﴿٣٢﴾ صَلَّى اللّٰهُ سُبْحَانَهٗ وَبِحَمْدِهٖ عَلٰى مُحَمَّدٍ عَبْدِهٖ وَرَسُوْلِهِ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَبَارَكَ وَسَلَّمَ كَمَا هُوَ اَهْلُهٗ ـ

(૩૨) **"સલ્લલ્લાહુ સુબ્હાનહુ વબિહમ્દિહી અલા મુહમ્મદિન અબ્દિહી વ રસૂલિહી ન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વબારક વ સલ્લમ કમા હુવ અહલુહ."**

ફાયદો : જો કોઈ માણસ દરેક નમાઝ પછી સાત વાર ઉપરોક્ત દુરૂદ શરીફ પઢી શરીર

ઉપર દમ કરી લે તો જિન્નાત, આસેબ અને સાપ, વીછી અને કોઈ પણ તકલીફ પહોંચાડનાર જાનવર તકલીફ આપશે નહી અને ન તો કોઈ અત્યાચારી એને દબાવી શકશે. વધુ પઢવાથી પોતાના બચાવ અને હિફાઝત માટે એક સુરક્ષાની દીવાર ઉભી થઈ જાય છે.

(ઝરીઅતુલ વુસૂલ નં. ૧૫૦)

## ★ મકબૂલિયત અને દિલોને આકર્ષવા માટે ★

﴿٣٣﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً مَقْرُوْنَةً بِذِكْرِهٖ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً جَامِعَةً بَيْنَ فَرْحِهٖ وَسُرُوْرِهٖ اَللّٰهُمَّ صَلِّ عَلٰى

مُحَمَّدٍ صَلٰوةً مُحِيْطَةً بِطُوْرِهٖ

وَصُوْرِهٖ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ

صَلٰوةً مُنَوِّرَةً لِقُلُوْبِ اَصْحَابِ

صُدُوْرِهٖ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ

صَلٰوةً شَارِحَةً لِمَنْقُوْلِهٖ فِىْ

مَسْتُوْرِهٖ وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ

مِنَ الْاَنْبِيَآءِ وَالْاَوْلِيَآءِ بِعَدَدِ عُبُوْرِهٖ

وَمُرُوْرِهٖ بَيْنَ الْمَآءِ وَطُهُوْرِهٖ وَالنُّوْرِ

وَظُهُوْرِهٖ وَالْحَقِّ وَاُمُوْرِهٖ ـ

(33) "અલ્લાહુમ્મ સલ્લિ અલા

**મુહમ્મદિન સલાતન મકરૂનતમ બિઝિકરિહી, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતન જામિઅતન બયન ફરહિહી વ સુરૂરિહી, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતમ મુહીતતન બિતવરીહી વ સવરિહી, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતમ મુનવ્વિરતન લિકુલૂબિ અસ્હાબિ સુદૂરિહી, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન સલાતન શારિહતન લિમન્કૂલિહી ફી મસ્તૂરિહી, વ સલ્લિ અલા જમિઇ ઈખ્વાનિહી મિનલ અંબિયાઇ વલ અવલિયાઇ બિઅદદિ ઉબૂરિહી વ મુરૂરિહી બયનલ માઈ વતહૂરિહી, વન્નૂરિ વ ઝુહૂરિહી, વલહક્કિ વ ઉમૂરિહી."**

ફાયદો : ઉપરોક્ત દુરૂદ શરીફમાં અજીબ આકર્ષણ છે. કોઈ માણસ પ્રત્યેક નમાઝ પછી ત્રણ વાર આ દુરૂદ શરીફ પઢવાનો મા'મૂલ

બનાવી લે તો તે લોકોમાં અજીબ મકબૂલિયત પામશે અને હાકિમોની નજરમાં મહબૂબ બની જશે, જો કોઈ અગિયાર વખતે પઢી ગુલાબના અત્તર ઉપર દમ કરી તેને મોં ઉપર માલિશ કરી હાકિમ અથવા ઈચ્છુક વ્યક્તિની મુલાકાત કરે તો તે વિના સંકોચે તેનું કામ કરી દેશે. ઈન્ટરવ્યૂમાં કામિયાબી માટે પણ ખૂબ અકસીર છે. (ઝરીઅતુલ વુસૂલ નં. ૧૮૧)

## ★ ઘર અને સફરમાં ચોર-ડાકુઓથી સુરક્ષા માટે ★

﴿٣٤﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ
نِ النَّبِيِّ الْاُمِّيِّ كَمَآ اَمَرْتَنَآ اَنْ نُّصَلِّيَ
عَلَيْهِ وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ

كَمَا يَنْبَغِىْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِ بِعَدَدِ مَنْ صَلّٰى عَلَيْهِ وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِ بِعَدَدِ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ وَصَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِي كَمَا تُحِبُّ وَتَرْضٰى اَنْ يُّصَلّٰى عَلَيْهِ ۔

(૩૪) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ કમા અમરતના અન નુસલ્લિય અલયહી, વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ કમા યંમ્બગી અન યુસલ્લા અલયહી, વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ બિઅદદી મન

**સલ્લા અલયહી, વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ બિઅદદિ મનલમ યુસલ્લિ અલયહી, વ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિ કમા તુહિબ્બુ વતરદા અન યુસલ્લા અલયહી."**

ફાયદો : જો કોઈ માણસ ઘરથી નીકળતા પહેલાં અથવા મુસાફિર સફરમાં અગિયાર વાર આ દુરૂદ શરીફ પઢી પોતાના શરીર અને માલ—અસબાબ ઉપર દમ કરી લે તો દરેક પ્રકારની ચોરી અને લૂંટથી તેને અને તેના માલની અલ્લાહ તઆલા સુરક્ષા કરે છે. અત્યાચારી, લુટેરા એના તરફ આંખ પણ ઉઠાવી શકશે નહિ. રાતે સૂતા પહેલાં મકાનની ચારેવ બાજુ દસ વાર આ દુરૂદ શરીફ પઢી દમ કરી લો ઈન્શાઅલ્લાહ મકાન ચોરી અને લૂંટફાટથી સુરક્ષિત રહેશે અને ખરાબ ઈરાદાથી તેના તરફ આવશે નહિ. (ઝરીઅતુલ વુસૂલ નં. ૧૫૮)

★ આંખોની બધી બીમારીઓ દૂર કરવા અને રોશની વધારવા માટે ★

﴿۳۵﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ نِ السَّابِقِ لِلْخَلْقِ نُوْرُهٗ وَالرَّحْمَةِ لِلْعَالَمِيْنَ ظُهُوْرُهٗ عَدَدَ مَنْ مَضٰى مِنْ خَلْقِكَ وَمَنْ بَقِىَ وَمَنْ سَعِدَ مِنْهُمْ وَمَنْ شَقِىَ صَلٰوةً تَسْتَغْرِقُ الْعَدَّ وَتُحِيْطُ بِالْحَدِّ صَلٰوةً لَاغَايَةَ لَهَا وَلَا انْتِهٰى وَلَا عَمَدَ لَهَا وَلَا انْقِضَاءِ صَلَوَاتِكَ الَّتِىْ

صَلَّيْتَ عَلَيْهِ صَلٰوةً دَآئِمَةً بِدَوَامِكَ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ كَذَالِكَ، وَالْحَمْدُ لِلّٰهِ عَلٰى ذَالِكَ ـ

(૩૫) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિસ્સાબિકિ લિલખલ્કિ નૂરૂહૂ, વર્રહમતિ લિલઆલમીન ઝુહૂરૂહૂ, અદદ મમ મઝા મિન ખલ્કિક વમંમબકિય, વમન સઈદ મિન્હુમ વમન શકિય, સલાતન તસ્તગરિકુલઅદ્દ વ તુહીતુ બિલહદ્દિ, સલાતન લા ગાયત લહા વલા ઈન્તિહાઅ, વલા અમદ લહા વલા ઈન્કિઝાઅ, સલવાતિકલ્લતી સલ્લયત અલયહી, સલાતન દાઈમતન બિદવામિક, વઅલા આલિહી વસહબિહી કઝાલિક, વલ્હમ્દુ લિલ્લાહી અલા ઝાલિક."

ફાયદો : જો કોઈ માણસ દરેક નમાઝ પછી ત્રણ વાર આ દુરૂદ શરીફ પઢી, આંગળીઓ ઉપર દમ કરી, આંખો ઉપર ફેરવી લે, તો અલ્લાહ તઆલા આંખોની એવી તકલીફ પણ દૂર કરી દે છે જેનાથી ડોક્ટરો પણ આજિઝ આવી ગયા હોય, રોશની પણ તેજ થાય છે. અનુભવ કરેલ છે. (ઝરીઅતુલ વુસૂલ નં. ૧૪૦)

## ★ દશ હજાર વખતે દુરૂદ શરીફ પઢવાનો સવાબ ★

﴿٣٦﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ اَفْضَلَ صَلَوَاتِكَ .

(૩૬) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અફઝલ સલવાતિક."

ફાયદો : ઉપર દર્શાવેલ દુરૂદ શરીફના

વિષે નકલ કરવામાં આવે છે કે એને એકવાર પઢવાથી દશ હજાર વખતે દુરૂદ શરીફ પઢવાનો સવાબ મળે છે. (ઝરીઅતુલ વુસૂલ નં. ૧૫૦)

## ★ જન્નતમાં પોતાનું ઠેકાણું જોવા માટે ★

﴿٣٧﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاٰلِهٖ اَلْفَ اَلْفَ مَرَّةٍ۔

(૩૭) **"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વઆલિહી અલ્ફ અલ્ફ મર્રતન."**

ફાયદો : જે માણસ જુમ્આના દિવસે એક હઝાર વખતે ઉપર વર્ણવેલ દુરૂદ શરીફ પઢશે તો ત્યાં સુધી મોત નહિં આવે જયાં સુધી જન્નતમાં પોતાનું ઠેકાણું જોઇ ના લે.

(ઝરીઅતુલ વુસૂલ નં. ૧૬૦)

## ★ ભરપૂર કવષરનો જામ પ્રાપ્ત કરવા માટે ★

﴿٣٨﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَوْلَادِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّاتِهٖ وَاَهْلِ بَيْتِهٖ وَاَصْهَارِهٖ وَاَنْصَارِهٖ وَاَشْيَاعِهٖ وَمُحِبِّيْهِ وَاُمَّتِهٖ وَعَلَيْنَا مَعَهُمْ اَجْمَعِيْنَ يَآ اَرْحَمَ الرّٰحِمِيْنَ۔

(૩૮) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ વઅલા આલિહી વઅસ્હાબિહી વઅવલાદિહી વઅઝવાજિહી વ ઝુર્રિયાતિહી વ અહલિ બયતિહી વઅસ્હારિહી વઅન્સારિહી વઅશ્યાઈહી વમુહિબ્બિહી વઉમ્મતિહી

વઅલયના મઅહુમ અજમઈન યા અરહમરાહિમીન."

ફાયદો : જે માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક હાથોથી હોઝે કવષરથી મોટા જામથી પાણી પીવા ઈચ્છતો હોય તો તે ઉપરોક્ત દુરૂદ શરીફ વધુને વધુ પઢ્યા કરે. (ઝરીઅતુલ વૂસૂલ નં. ૯૭)

## ★ સર્વશ્રેષ્ઠ દુરૂદ શરીફ ★

﴿٣١﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ نِالَّذِىْ مَلَاْتَ قَلْبَهٗ مِنْ جَلَالِكَ وَعَيْنَيْهِ مِنْ جَمَالِكَ فَاَصْبَحَ فَرِحًا مَسْرُوْرًا مُّؤَيَّدًا مَّنْصُوْرًا۔

(૩૯) **"અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્યિદિના મુહમ્મદિનિલ્લઝી મલઅ્ત કલ્બહૂ મિન જલાલિક વઅયનયહી મિલ જમાલિક ફઅસબહ ફરિહન મસરૂરન મુઅચ્યિદન મનસૂરન."**

ફાયદો : શેખ અબૂ અબ્દુલ્લાહ બિન નઅમાન (રહ.)ને સો વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ છેલ્લી ઝિયારતના સમયે એમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અફઝલ દુરૂદ શરીફ વિષે પૂછયું : તો આપે ઉપરોક્ત દુરૂદ શરીફ શીખવાડયું. (ઝરીઅતુલ વુસૂલ નં. ૬૯)

## ★ પૂરો વખત દુરૂદ શરીફમાં ગુજરે ★

﴾٤٠﴿ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ

اَوَّلِ كَلَامِنَا اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوْسَطِ كَلَامِنَا اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اٰخِرِ كَلَامِنَا۔

(૪૦) **"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી અવ્વલિ કલામિના, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી અવસતિ કલામિના, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી આખિરી કલામિના."**

ફાયદો : શયખુલ ઈસ્લામ અબૂલ અબ્બાસ (રહ.)એ ફરમાવ્યું : જે માણસ રાત–દિવસમાં ત્રણ–ત્રણ વાર ઉપર લખેલ દુરૂદ શરીફ પઢે તો તે રાત–દિવસના બધા જ સમયમાં દુરૂદ શરીફ પઢતો રહ્યો એમ ગણાશે.

(ઝરીઅતુલ વુસૂલ નં. ૧૯૧)

## ★ આ દુરૂદ શરીફનો બેશુમાર સવાબ ★

﴿٤١﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاءِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنَ۔

(૪૧) "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વઅલા આલિ મુહમ્મદિન ફીલ અવ્વલીન વલ આખિરીન વફીલ મલઈલ અઅ્લા ઈલા યવમિદ્દીન."

ફાયદો : હઝ. અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ પૂછયું : અલ્લાહ તઆલાએ અમોને આપ ઉપર

દુરૂદ શરીફ પઢવાનો હુકમ ફરમાવ્યો છે. આપ બતાવો, અમો કયું દુરૂદ શરીફ પઢીએ. તો આપે ઉપરોકત દુરૂદ પઢવા ફરમાવ્યું. હઝ. અબૂબક્ર (રદિ.)એ પૂછયું : આ દુરૂદ શરીફનો સવાબ બતલાવો. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું : બધા દરિયાઓનું પાણી શાહી બની જાય. ધરતી પરના બધા વૃક્ષો કલમ બની જાય અને લખનાર બધા જ ફરિશ્તા બની જાય. શાહી અને કલમ ખૂટી જાય, ફરિશ્તા થાકી જાય તો પણ આ દુરૂદ શરીફના સવાબને પહોંચી ન શકશે. આ દુરૂદનો સવાબ તો ફકત અલ્લાહ તઆલા જ લખનાર છે.

(નુઝહતુલ મજાલિસ : ભાગ–૨)

## ★ ગુનાહોની મગફિરત કરાવવાવાળું દુરૂદ શરીફ ★

﴿٤٢﴾ لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ، اَللّٰـهُمَّ صَـلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ۔

(૪૨) "લા ઈલાહા ઈલ્લલ્લાહુ, અલ્લાહુમ્મ સલ્લિં અલા સચ્યિદિના મુહમ્મદિન."

ફાયદો : જે માણસ આ દુરૂદ શરીફને કલિમએ તય્યિબા સાથે પઢશે તો આ કલિમો લીલા રંગ મરઘાના રૂપે નીકળશે. એના બે બાજૂ–ખભા હોય છે. જો તે ખોલી દે તો પૂર્વ–પશ્ચિમને ઘેરી લે, આ મરઘાનો અવાઝ વિજળીના માફક

હોય છે, અર્શ ઉપર પહોંચી આવાઝ લગાવે છે. બલ્કે અર્શ ઉઠાવનાર ફરિશ્તાઓ ગભરાઈ જાય છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : થંભી જા ! તે કહે છે હું કેમ કરી થંભી જાઉં. હજુ તો મારા પઢનારની મગફિરત થઈ નથી ? આમ ત્રણ વાર સવાલ–જવાબ થાય છે. છેવટે અલ્લાહ તઆલા ફરમાવે છે : જા, મેં તારા પઢનારની મગફિરત કરી દીધી ત્યારે મરઘો થંભી અને શાંત પડી જાય છે.

(મનાસિરૂલ હસનાત)

આ દુરૂદ શરીફ સવાર–સાંજ સો–સો વાર પઢવું જોઈએ. કન્ઝુલ ઉમ્માલમાં રિવાયત છે : "જે માણસ લા ના મદને ખેંચીને પઢશે તો અલ્લાહ તઆલા એના ચાર હઝાર ગુનાહ માફ ફરમાવે છે.

## ★ પઢનારને રસૂલ (સ.અ.વ.) પોતે કબરમાં ઉતારશે ★

(٤٣) اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ الْحَبِيْبِ الْعَالِى الْقَدْرِ الْعَظِيْمِ الْجَاهِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ۔

(૪૩) **"અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિલ હબીબિલ આલીલ કદરિલ અઝીમિલ જાહી વ અલા આલિહી વ સહબિહી વ સલ્લિમ."**

ફાયદો : ઈમામ સીયૂતી (રહ.)એ ફરમાવ્યું : જે માણસ ઉપર લખેલ દુરૂદ શરીફ

પ્રત્યેક જુમ્અહની રાત્રે પઢશે એક વાર પણ કેમ ન હોય, તો એની કબરમાં હઝ. રસૂલુલ્લાહ (સ.અ.વ.) પોતે એની લાશ મુકશે. માટે જુમ્અહની રાત્રે સો વાર અને રોજ રાત્રે દસ વાર પઢવું જોઈએ. તાકે ઉપરોક્ત ફઝીલત પ્રાપ્ત થાય. ઘણા ઉંચા દરજ્જાનું દુરૂદ શરીફ છે. મા'મૂલ બનાવી લેવો જોઈએ.

(મનાસિરુલ હસનાત : ૮૭/૭૫)

★ કીનો, કપટ, ઈર્ષા, ગુસ્સો, કુટેવો દૂર કરવા માટે ★

﴿٤٤﴾ صَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ.

(૪૪) "સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિન, સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમ."

ફાયદો : સમરકંદ, બુખારાના એક બુઝુર્ગ જેમનું ઉપનામ અબૂ ઝફર છે. રસ્તામાં ક્યાં ભટકાય ગયા. સામેથી એક માણસે બૂમ પાડી. બુઝુર્ગ સમજી ગયા કે આ ખિઝર (રહ.) છે. નજદીક પહોંચી સલામ–કલામ અને ઓળખવિધિ થઈ. સાથે હઝ. ઈલ્યાસ (અલૈ.) પણ હતા, ત્રણેવં સવારી ઉપર સવાર થઈ નીકળ્યા. બુઝુર્ગે પૂછયું : અય ખિઝર ! આપે હુઝૂર (સ.અ.વ.)ને જોયા છે ? તેમણે હાં માં જવાબ આપ્યો. પછી પૂછયું : આપ (સ.અ.વ.)ના ઈરશાદાત–હદીષો યાદ છે. જવાબ આપ્યો : હાં ! પછી પૂછયું : હુઝૂર (સ.અ.વ.)ની કોઈ ખાસ વાત યાદ હોય તો જણાવો. તાકે હું રિવાયત કરી

શકું. હઝ. ખિઝર (રહ.)એ ફરમાવ્યું : હું આપ (સ.અ.વ.)ની મજલિસમાં બેઠો હતો. રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું : જે માણસ દિલનો કપટ, કીનો, ઈર્ષા, ગુસ્સો, નફરત, અભદ્ર વ્યવહાર દૂર કરવા ચાહે તે આ દુરૂદ શરીફ પઢે.

(રવઝતુલ મહબૂબ : ૩૩૭)

બીજો ફાયદો એ છે કે હઝ. ખિઝર અને હઝ. ઈલ્યાસ (અલૈ.)થી ખાસ સનદથી મનકૂલ છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : જે માણસ આ દુરૂદ શરીફ પઢશે એનું દિલ નિફાકથી પાક થઈ જશે. જેમ પાણી કપડું સાફ કરે છે.

(હબ્બુન નસીમ : ૨૮)

## ★ ખાતિમો ઈમાન ઉપર નસીબ થશે ★

﴿٤٥﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ بِعَدَدِ كُلِّ حَرْفٍ جَرٰى بِهِ الْقَلَمُ۔

**(૪૫) "અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહી વ સહ્બિહી વ સલ્લિમ, બિઅદદિ કુલ્લિ હરફિન જરાબિહીલ કલમુ."**

ફાયદો : અમુક આરિફોથી નકલ કરવામાં આવે છે કે જે મુસલમાન ઉપરોકત દુરૂદ શરીફ મગરિબની નમાઝ પછી કોઈના સાથે વાતચીત કર્યા વગર દશ વખતે પઢી લેશે તો એનો ખાતિમો ઈમાન ઉપર થશે, માટે આ દુરૂદ શરીફનો વિર્દ રાખવો જોઈએ.

(હબ્બુન નસીમ : ૧૨૨)

## ★ આપની ખ્વાબમાં ઝિયારતનો પહેલો તરીકો ★

શેખ અ. હક્ દહેલવી (રહ.)એ તરગીબે અહલુસ્સાદાત નામી કિતાબમાં લખ્યું છે "જુમ્અહની રાત્રે બે રકઅત નફિલ નમાઝ પઢે અને દરેક રકઅતમાં અગિયાર વખતે આયતુલ કુર્સી અને અગિયાર વખતે કુલ હુવલ્લાહની સૂરત પઢે અને સલામ ફેરવે સો વખતે આ દુરૂદ શરીફ પઢે ઈન્શાઅલ્લાહ ત્રણ જુમ્અહ નહીં ગુજરે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારતથી માલામાલ થશે. દુરૂદ શરીફ આ છે :

﴿٤٦﴾ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ ۨالنَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَسَلِّمْ۔

(૪૬) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ વ અલા આલિહી વ અસ્હાબિહી વ સલ્લિમ.

## ★ આપની ખ્વાબમાં ઝિયારતનો બીજો તરીકો ★

હઝરત શેખ મવસૂફ (રહ.)એ ટાંક્યુ છે : ''જે માણસ બે રકઅત નમાઝ પઢે દરેક રકઅતમાં સૂરએ અલ્હમ્દુ પછી પચ્ચીસ વખતે કુલ હુવલ્લાહની સૂરત પઢે તો ઝિયારતની દૌલતથી માલામાલ થશે. દુરૂદ શરીફ આ છે :

﴿٤٧﴾ صَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْأُمِّيِّ۔

(૪૭) સલ્લલ્લાહુ અલન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ

## ★ આપની ખ્વાબમાં ઝિયારતનો ત્રીજો તરીકો ★

હઝરત શેખ મવસૂફ (રહ.) લખ્યું છે સૂતી વખતે સિત્તેર વાર નીચેનું દુરૂદ શરીફ પઢવાથી દીદાર નસીબ થાય છે. દુરૂદ શરીફ આ છે :

﴾٤٨﴿ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ بَحْرِ اَنْوَارِكَ، وَمَعْدَنِ اَسْرَارِكَ، وَلِسَانِ حُجَّتِكَ، وَعُرُوْسِ مَمْلَكَتِكَ، وَاِمَامِ حَضْرَتِكَ، وَطِرَازِ مُلْكِكَ، وَخَزَآئِنِ رَحْمَتِكَ وَطَرِيْقِ شَرِيْعَتِكَ الْمُتَلَذِّذِ

بِتَـوْحِيْـدِكَ اِنْسَــانُ عَيْـنِ الْـوُجُـوْدِ
وَالسَّبَــبُ فِـىْ كُـلِّ مَوْجُوْدٍ عَيْنُ
اَعْيَــانِ خَـلْـقِـكَ الْـمُتَـقَـدِّمِ مِنْ نُوْرِ
ضِيَــآءِكَ صَـلٰـوةً تَـدُوْمُ بِـدَوَامِـكَ
وَ تَبْقٰى بِبَقَـآءِكَ لَا مُنْتَهٰى لَهَا دُوْنَ
عِـلْـمِـكَ صَلٰوةً تُرْضِـكَ وَتُرْضِيْهِ
وَتَرْضٰى بِهَا عَنَّا يَا رَبَّ الْعَالَمِيْنَ .

(૪૮) અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્યિદિના મુહમ્મદિન્ બહરિ અન્વારિક્ વ મઅ્દનિ અસ્રારિક્ વ લિસાનિ હૂજ્જતિક્ વ ઉરૂસિ મ્મલિકતિક્ વ ઇમામિ હઝરતિક્ વ તિરાઝિ

મુલ્કિક્ વ ખઝાઈનિ રહ્મતિક્ વ તરીકિ શરીઅતિકલ્ મુતલઝ્ઝિઝિ બિતવ્હીદિક્ ઈન્સાનુ અય્નિલ્ વુજૂદિ વસ્સબબુ ફી કુલ્લિ મવ્જૂદિન્ વઅય્નિ અઅ્યાનિ ખલ્કિક્ અલમુતકદ્દિમુ મિન્ નૂરિ ઝિયાઈક્ સલાતન્ તદૂમુ બિદવામિક્ વ તબ્કા બિબકાઈક્ લા મુન્તહા લહા દૂન ઈલ્મિક્ સલાતન્ તુરદીક્ વ તુરદીહી વ તરદા બિહા અન્ના યા રબ્બલ્ આલમી-ન.

## ★ આપની ખ્વાબમાં ઝિયારતનો ચોથો તરીકો ★

નીચેના દુરૂદને પણ અમુક સંખ્યામાં પઢવાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત નસીબ થાય છે. આમ, હઝરત દહેલ્વી (રહ.) ફરમાવે છે :

﴿٤٩﴾ اَللّٰهُمَّ رَبَّ الْحِلِّ وَالْحَرَامِ وَرَبَّ الْبَيْتِ الْحَرَامِ وَرَبَّ الرُّكْنِ وَالْمَقَامِ اَبْلِغْ لِرُوْحِ سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ مِنَّا اَلسَّلَامُ ـ

(૪૯) **અલ્લાહુમ્મ રબ્બલ્ હિલ્લિ વલ્ હરામિ વ રબ્બલ્ બય્તિલ્ હરામિ વ રબ્બર્રુક્નિ વલ્ મકામિ અબલિગ્ લિરૂહિ સય્યિદિના વ મવલાના મુહમ્મદિન્ મિન્ના અસ્સલામ.**

પરંતુ આપની ઝિયારતની મોટામાં મોટી શર્ત, એક : દિલ શોખથી ભરપૂર હોય અને બીજી શર્ત : બાહ્ય આંતરિક ગુનાહોથી બચવું જરૂરી છે. (ફઝાઇલે દુરૂદો સલામ)

يَــارَبِّ صَــلِّ وَسَــلِّـمْ دَائِـمًــا اَبَـدًا

عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

**ઉસકો કેહતે હૈં તકમીલે ઈન્સાનિયત,**
**સારા કુઆઁ એક હી ઈન્સાનમે.**

**વરક તમામ હુવા, મદ્હ અભી બાકી હે,**
**સફીના ચાહીયે ઈસ બહ્રે બેકરાંકે લીયે.**

શફાઅતનો તાલિબ : અ.હફીઝ મૂસા ભડકોદ્રવી
શયખુલ હદીષ : દારુલ ઉલૂમ–સિતપોણ.
૪, રબીઉલ આખર, ૧૪૨૮ હિ.સ.
મુતાબિક ૨૩, એપ્રિલ ૨૦૦૭ ઈ.સ.

**અલ્લાહ તઆલાના ફઝલો કરમથી**
**સમાપ્ત**

  